# પતિવ્રતાની ભક્તિ

શાસ્ત્રી હરિપ્રસાદદાસ શિકાગો

અનાદી કાળથી અનંત જીવાત્માઓ પોતપોતાના શુભાશુભ કર્મોથી આ સંસાર ચક્રમાં પરિભ્રમણ કરી રહેલા છે. તેમાં જ્યારે અનંત જન્મના શુભ સંસ્કારીનું પૂણ્ય એકઠું થાય છે ત્યારે જીવાત્માને ભગવાનની ભક્તિ કરવાનો યોગ મળે છે. શ્રીજી મહારાજ શિક્ષાપત્રીમાં ભક્તિના લક્ષણ બતાવતા કહે છે. <u>મહાત્મય જ્ઞાન યુગ્મભૂરિસ્નેહો ભક્તિશ્ચ માધવે (૧૦૩)</u> મહિમા અને જ્ઞાને સહિત ભગવાનને વિશે જે અતિશય સ્નેહ તેને ભક્તિ જાણવી અને એ ભક્તિ પણ જો ધર્મથી રહિત હોય તો એવી ભક્તિ કોઈપણ પ્રકારે ન કરવી. જેમ શાસ્ત્રોમાં ભક્તિના અનેક લક્ષણો બતાવવામાં આવ્યા છે. તેમ પ્રેમલક્ષણા ભક્તિ એટલે કે પતિવ્રતાની ભક્તિ શ્રેષ્ઠ કહેવામાં આવી છે. શાસ્ત્રોમાં પતિવ્રતા સન્નારીના ધર્મના લક્ષણ બતાવવા કહેરો પતિવ્રતા પામનારી સ્ત્રીઓ પોતાના પતિને પરમેશ્વરની માફક પૂજે છે. આવા અનેક દાખલાઓ શાસ્ત્રોમાં જોવા મળે છે. જેમ કે રાવણ કેટલો દુષ્ટ સ્વભાવનો હતો છતાં પણ મંદોદરી રાવણને છોડવા માગતી નથી. કુંભકર્ણની પત્ની વજાજવાળા તથા કંસ અતિદુષ્ટ હોવા છતાં તેની પત્નીઓ અસ્તિ અને પ્રાપ્તિ તેને છોડવા માંગતી નથી. જાલંદરની પત્ની વૃન્દા, હિરણ્યકશિપુની પત્ની કયાધુ જુઓ, મહાભારતમાં ધૃતરાષ્ટ્ર અતિ દુષ્ટબુધ્ધિવાળા હોવા છતાં જ્યારે ગાંધારી ધૃતરાષ્ટ્ર સાથે લગ્નગ્રંથીથી જોડાણા ત્યારે શું ગાંધારી આંધળા હતા, નેત્રહિન હતા ? નોતા તો પણ પોતાની બંન્ને આંખો પર પાટા બાંધી તેનું શું કારણ ગાંધારીએ જણાવ્યું છે કે હું જેની સાથે સપ્તપદિના ફેરા ફરી છું. તે મારા પતિ ધૃતરાષ્ટ્ર આંખે આંધળા છે તેથી આ જગતને જોઈ નથી શકતા તો મારે જગતના સુખો જોઈને શું કામ છે. માટે આંખે પાટા બાંધવામાં આવ્યા હતાં. આ પુરૂષોના જીવન અતિદુષ્ટ હોવા છતાં પણ તેની પત્નીઓ તેને મન, વાણી અને કર્મથી અનુસરતી હતી. પતિવ્રતા છે. પતિની સામિપ્યે રહે, પતિની સતત સેવામાં રહે, પતિની સુરુચીમાં પોતાની રૂચી મેળવી રાખે, પતિના સ્વભાવમાં પોતાનો સ્વભાવ લીન કરી નાંખે. એ આદિ સન્નારી ધર્મોનું પાલન કરે તે પતિવ્રતા છે. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી હોય છે. પારદર્શિકા પત્ની કદી પતિ આગળ રાવ કે માગણી કરતી નથી. તે સતત પતિના પ્રેમમાં ડૂબેલી રહે છે. તેમ ભગવાનના ભક્તોએ ભગવાનની ભક્તિ કરવી જોઈએ. એક પુરૂષોત્તમ નારાયણનેજ પોતાના ઈષ્ટદેવ માનીને તેમની પતિવ્રતા સ્ત્રીની માફક પોતાના ઈષ્ટદેવ પોતાના સ્વામી તથા પોતાના પતિ માનીને ભક્તિ કરવી જોઈએ. (જુઓ તુલસીદાસનો ઈતિહાસ) એક વખત તુલસીદાસજી ફરતા ફરતા વૃન્દાવનમાં ગયા ત્યાં કૃષ્ણપ્રભુના દર્શન કરીને ભજન કરવા લાગ્યા ત્યાં તો કૃષ્ણપ્રભુએ દર્શન આપ્યાં. હાથમાં બંસરીને માથા ઉપર મોરમુગટ પણ તુલસદાસજી હાથ જોડીને મસ્તક નમાવે નહીં. ભગવાન વિચારમાં પડી ગયા છે. આ મારો ભક્ત છે ને હાથ કેમ જોડતો નથી, ત્યારે ભક્ત તુલસીદાસજી બોલ્યા "તુલસી મસ્તક તબ નમે જબ ધનુષ્ય બાણ લો હાથ" તમે પૃથ્વીનો ભાર હરવા પ્રગટ થયેલા પરમાત્મા ખરા પણ ધનુષ્ય-બાણ લઈ મારા લષ્ટદેવ રામચંદ્ર રૂપે દર્શન આપો તો મારું મસ્તક તમને નમે આથી તરત જ શ્રી કૃષ્ણ ભગવાને રામચંદ્ર રૂપે દર્શન આપ્યા તુલસીદાસજી ઉભા થઈ ચરણમાં પડયાં આવી જ હનુમાનજીને પણ રામચંદ્ર ભગવાન વિષે પતિવ્રતાની ભક્તિ છે.તેવી જ રીતે વ્હાલા ભક્તો આપણે પણ જેના નામની વરમાળા (કંઠી) આપણા ગળામાં પહેરી હોય તેવા આપણા પતિ શ્રી પૂર્ણ પુરૂષોત્તમ સ્વામિનારાયણ ભગવાનને આપણે વર્યા છીએ.

જુઓ જીવ મોહ નિદ્રામાંથી જાગીરે
વરી એને થાઓ અખંડ સોહાગી રે
જોતાં વાટ આવી મારે જાન રે
પોતે વર પુરૂષોત્તમ ભગવાન રે
હથેવાળો હરિ સંગાથે મે કીધો રે
ભૂમાનંદ કહે જન્મ સફળ કરી લીધો રે

હે જીવ! મોહનિદ્રામાં જાગીને જુઓ અને વળી વરી એને થાઓ અખંડ સોહાગી રે જેનો સુહાગ આલોક અને પરલોકમાં અખંડ હોય તેની સાથે વરવાનું. આ લોકના જીવની સાથે વરીએ એતો સુહાગ ખંડીત થવાનો છે માટે ભગવાન શ્રી પૂર્ણ પુરૂષોત્તમ નારાયણની સાથે વરવાનું અને જેમ પરણેલી સ્ત્રી હોય તેના કપાળમાં સૌભાગ્યનું ચિન્હ સેંથો અને ચાંદલો હોય છે. તેમ આપણે પણ આપણા સૌભાગ્યનું ચિન્હ તિલક અને ચાંદલો કપાળમાં હોવા જોઈએ તો જ આલોકના પામર જીવને ખબર પડે કે આ જીવે હથેવાળો સ્વામિનારયણ ભગવાન સંગાથે કીધો છે. આનું નામ પતિવ્રતાની ભક્તિ છે.

અસ્તુ જયશ્રી સ્વામિનારાયણ



# વિતરાગતા

ભરત અમીન

સહજાનંદ સ્વામી નિષ્કામ ભાવે સૌરાષ્ટ્રમાં પળનો પણ આરામ લીધા વીના, પાંચ-સાત પરમહંસોને સાથે રાખી સમાજના અને લોકોના સુધાર માટે અવિરત ઘુમી રહ્યા છે. જયાં જયાં મુકામ કરે અને જયાં જયાં માનવતાની અવનતિ દેખાય ત્યાં ત્યાં પહોચી અનુકંપાના, દયાના, પ્રેમના બે બોલ કહે . ધર્મનો ઉપદેશ કરે પરમહંસો અને પોતે પણ લોક સેવાના કાર્યો કરે. સાચા સદાચારનો પોતાના અને પોતાના સંતાના આચરણથી સમાજને દાખલો બેસાડે. દારૂ, માંસ, જુગાર, અફીણ, ચરસ જેવા વ્યસનો છોડાવે. ચોરી, લૂટ, ધાડ, ખૂન જેવા આચરણો દુર કરવી સમાજમાં શાંતિ ફેલાવી રહ્યા છે. લોકલાગણી અને ચાહના જીતી રહ્યા છે. લોકોની તેમના તરફની શ્રધ્ધામાં વધાશો થતો જાય છે. અનુયાયી વર્ગ બહોળો થતો રહ્યો છે.

અનુયાયી દળમાં એક ખેડૂત નામે રાજાભાઈ ધીરે ધીરે સત્સંગને રંગે રંગાઈ ગયા અને ભગવાન સ્વામિનારાયણને ઓળખી તેમના ઉપદેશને જીવમાં ઉતારી લીધો. રાજાભાઈ હવે બીજાને પણ નિતિ, દયા, પવિત્રતા, સત્ય અને ભક્તિના રંગે રંગાતા જાય અને જ્ઞાન મેળવતા જાય. એમ કરતાં રાજાભાઈ ધીરે ધીરે આ સંસારથી વિતરાગ (વિમુખ) બની ગયા અને એમણે ટેક લીધી કે સહજાનંદ સ્વામીનાં દર્શન કર્યા પછી જ ભોજન કરવું. હવે ભગવાન તો સમાજ અને માનવતાના અવપતને દૂર કરવા માટે અવિરત ભ્રમણ કરતા રહેતા હતા. આવા સમયે ટેક લીધી. બીજે દિવસે રાજાભાઈ દર્શન અર્થે ગઢપુર પહોચ્યા ત્યાં પહોચતાં ખબર પડી કે ભગવાન તો બીજે ગામ ગયા છે. રાજાભાઈએ તે ગામની વાટ પકડી. ત્યાં પહોચ્યા તો સ્વામી વળી આગળ નિકળી ચૂકયા હતા. આમ ભગવાન આગળ જતા જાય અને રાજાભાઈ પાછળ પાછળ. એમ કરતાં પંદર દિવસ વીતી ગયા.

સોળમે દિવસ રાજાભાઈને મહારાજશ્રીનો ભેટો થયો ત્યારે મહારાજશ્રી એક દુઃખી વિધવા બાઈની વિતક કથા સાંભળી રહ્યા હતા. તેની આંસુ સારતી આંખોને અને દુઃખી મનને આશ્વાસન આપી રહ્યા હતા. રાજાભાઈએ ત્યાં આવી ભગવાનનાં દર્શન કરી દંડવત પ્રણામ કર્યા. ભગવાન તો અંતર્યામી છે તેથી ભક્તની સ્થિતિ જાણતા હતા એટલે કહ્યુ રાજાભાઈ ટેક પાળવી આજના યુગમાં મુશ્કેલ છે જતાં તમે પાળી છે. તે ખૂબ આનંદની વાત છે. જાઓ જમીલ્યો. જમ્યા પછી રાજાભાઈ મહારાજ પાસે આવી કહે પ્રભુ હવે અમને દિક્ષા આપી આપની સેવામાં રાખી લ્યો...' શ્રીજી મહારાજ થોડીવાર સામે જોઈ વિચરી રહ્યા અને પછી તુરત બોલ્યા જુઓ રાજાભાઈ, દિક્ષા લીધા બાદ પણ તમારે કામ તો કરવાનુ જ છે. અમારી સેવા કરવી એ જ ઉદ્દેશ હોય તો ભગવા ધર્યા સિવાય પણ એ કામ તમે કરી શકો છો. વિતરાગતા તો વૃત્તિની જોઈએ. જો વૃત્તિ સેવારત બને તો ભગવાની ટાપટીપની શી જરૂરત છે? માટે બોલો હું કહું તે કરશો?

ગીતામાં કહ્યુ છે તેવો વૃત્તિનો સન્યાસ રાજાભાઈ પામી ચુકયા હતા તેથી તુરત બોલ્યા 'મહારાજ જેવી આજ્ઞા' શ્રીજી કહે તો જુઓ આ વિધવા ખેડૂત બાઈ પાસે ઘણી જમીન છે. તેને કોઈ ખેડી ખવડાવે તેવુ નથી. તે દુઃખી છે. ગરીબ છે તેથી અમારી આજ્ઞા છે કે તમે તેને ખેડી ખવડાવો. જમીન વાવી આપવા તમે તેને ત્યાં રહો. વળી જયાં સુધી રહો ત્યાં સુધી આ બાઈ ઉપર ઉપકાર કરો છો તેવી ભાવના પણ મનમાં પેસવા દેવી નહી. તેની પાસેથી બદલામાં કશુ જ સ્વિકારશો નહી વળી બાઈ પાસેથી ભોજનની અપેક્ષા પણ ના રાખશો. માત્ર એક શેર લોટ તોળીને તેની પાસેથી લઈ જાતે રોટલા કરી ખાવા. આ સિવાય કોઈ અપેક્ષા રાખશો નહી.

રાજાભાઈએ આ આજ્ઞા શીરોધાર્ય કરી અને બાઈને ત્યાં રહ્યા શેર લોટના રોટલા ખાતા. બાઈ કયારેક લોટ સાથે પાવલું ઘી કે મરચું આપે તો રાજાભાઈ વિનય સાથે અસ્વિકાર કરતા અને કહેતા બહેન શ્રીજીની આજ્ઞા માત્ર શેર લોટની જ છે એટલે બીજા કશાની ભાવના મનમાં ઘુસાડું તો હું ગુરૂદ્રોહી ગણાઉ. રાજાભાઈએ સત્સંગમાં રહી શ્રીજી કૃપાએ આવી ઉત્તમ વિતરાગતા કેળવી હતી આપા સત્સંગમાં આવા ઘણા ગૃહસ્થ વિતરાગી હરિભક્તો થયા છે તેમાના રાજાભાઈ પણ એક છે. આપણે પણ શ્રીજી મહારાજને પ્રાર્થિયે કે આપણને આવી વિતરગતા કેળવાની શક્તિ આપે. અસ્તુ

# Why Do We Need Temples ?

**Shstri Swami Ramkrishnadasji (Koteshwar Gurukaul)**

So many people in this world are thinking that these people are wasting their time , money and power in building temples . Instead of building temples if they build hospitals or schools they can be more useful to society . In hospitals poor patients can get treatments and new life . In schools so many students can get bright future threw knowledge but a temple is more important than a school or a hospital or any type of charity because what a temple can do no one can . It create a wave of possitiveness , can change thoughts , can change character and it can change a dull in to diamond .

Years ago there was a doctor in Europe named Dr. David . He was an orthopedic surgeon . He was master in his job . One day a lady came to his clinic with his 10 years old son who was in wheel chair .Her son got polio on his both legs so he can't walk .She requested to doctor to do something for him because she was widow and this was his only child .doctor checked him and saw a ray a hope threw operation . He told her that I would try my level best with my team and if luck of lady stay with us he will be O.K. soon . By hearing this she became very happy . Then Dr. started treatment after 4 months boy was operated by the team of doctors and by the grace of god operation been succesful . by the time boy been able to walk on his own legs and then after he started to run. Doctor and the mother of his boy became very happy .

After 15 years one more incident happen.It was about a serial killer who killed about 17 people in 60 days . Whole city was shocked and affraided . Police were trying their level best to catch him but didn't get success . After long excercise they caught that killer and next day morning the photograph of that killer was published in all news papers .

Dr. David had his bed Tea with news paper , he also saw the photo of that killer and he sink in thoughts that i have seen this man before after long thinking he suddenly identify him that this is the same boy whom he gave legs years before and make him walk. He shocked and started thinking that what i have done before 15 years was good or bad and he was so shocked that he gave up practice and closed his clinic ,ended his successful journey of a Doctor.At last day a pressreporter asked him " Dr.David why are you leaving your job ? " and the answer of Dr. was remembarable . He replied " I CAN BE ABLE TO GIVE HIM LEGS BUT I CAN"T TEACH HIM TO WALK "

Hospitals can give us legs but temples teach us to walk . schools give us the knowledge but temple teach us where to use it and thats why we need temples.

# With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple

On the Occasion of 10th Patotsav Best Wishes from

## Dinkarbhai & Lilaben Patel

### Akshay & Shivali
### Pritesh & Mona

Sejay
Kailan
Simran
Payal
Dhruv




9238 Nagel Ave, Morton Grove IL 60053

With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple

On the Occasion of 10th Patotsav Best Wishes from

# Babubhai Dabhanwala

**Manjula Patel**
**Mital & Dipal**

જય સ્વામિનારાયણ

*Best Wishes to*

# MIDWEST SWAMINARAYAN TEMPLE

## On the Occasion of 10th Patotsav



From
Mangaldas and Chancharben
Lalbhai and Hiraben
Jiten and Parul
Maya, Giya, Piyush, Kiran

**Jay Swaminarayan**

Compliments and Best Wishes

Shree Swaminarayan Temple

On the Occasion of 10th Patotsav



Mukesh Thakrar, Harshaben, Sameet, Ameet



Compliments and
Best Wishes to

Shree Swaminarayan Temple

On the Occasion of
10th Patotsav

Raysangbhai & Maniben Chaudhri
Chirag - Payal - Megha - Arjun
Sanjay & Elizabeth Keatan
Surekha

Compliments and Best Wishesto

MIDWEST SHREE SWAMINARAYAN TEMPLE

On the Occasion of 10th Patotsav

from

Pravin P. Godhani Payal Godhani

Neel & Bitu





*Compliments and Best Wishes*

Shree Swaminarayan Temple

On the Occasion of 10th Patotsav

Thakore Patel

Jayshree Patel

Ronika & Suneet & Eshan Goyal

Amit Patel

With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple on 10th Patotsav



Vishnubhai & Shilpaben Patel
Pauravi & NeelamKumar
& Ami

With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple on 10th Patotsav



Vishnubhai Patel Bhartiben Patel
& Family

# શુભ થાઓ આ સકલ વિશ્વનું .....

રમેશ બ્રહ્મભટ્ટ-શિક્ષક



આજે દુનિયામાં આતંકવાદ, અંધાધૂંધી અને આક્રોશની આગમાં ધરતી પરના દેશોમાં લોકો એક યા બીજી રીતે સળગી રહ્યા છે. આ અશાંતિ શું વર્તમાન કાળે જ છે ? ના, હજારો વર્ષોથી યુધ્ધો થતાં રહ્યાં છે. કોઇ પણ સમયમાં માનવીએ સંપૂર્ણ નિરવ શાંતિ માણી નથી. કારણ કે માણસનો સ્વભાવ તેની ખાસિયતો જે તે કાળમાં આજના જેવી જ રહી છે. હા, સમયના વહેતા વહેણમાં તેની અભિવ્યક્તિ જુદી હોઇ શકે.

માણસ જો સ્વકેન્દ્રી મટી અર્થાત્ સ્વાર્થીપણું છોડી સામેની વ્યક્તિનું હિત જુઓ, બીજાને પોતાનો મિત્ર બનાવી મિત્રભાવે વ્યવહાર કરે તો સંપ અને શાંતિના શ્રીગણેશ મંડાય. જે કાર્ડિનલ લ્યૂમને કહ્યું છે કે, 'વન સ્ટેપ ઇઝ ઇનફ ફોર મી' અને કવિ નરસિંહ રાવ દિવેટીયાએ ભાષાંત્તરમાં કહ્યું છે કે---'મારે એક ડગલું બસ થાય''.

ગાંધીજીની આ પ્રિય પંક્તિ હતી. આખી માનવજાતને જે વ્યક્તિ એક ડગલું આગળ ભરાવે એણે આ દુનિયા પર બહુ મોટો ઉપકાર કર્યો એમ કહી શકાય અથવા એણે પોતાના ઉપર ઉપકાર કર્યો કારણ કે પોતાની અહંતાના કેશેટોમાંથી બહાર કૂદીને આખા જગત સાથે એણે તદાકારતા સાથી અન જે માત્ર પોતાનો સ્થૂળ સ્વાર્થ સાધે છે એ જગતમાં ફેરફારો- વિશ્વનું કલ્યાણ કરી શકતા નથી. પોતાની મર્યાદામાંથી બહાર નીકળીને દુનિયા આખીને નજરમાં રાખીને જે માણસ પુરૂષાર્થ કરે છે તેનું જીવવું ધન્ય છે.

વ્યક્તિ બાહ્ય જગતમાં પ્રગતિ કરે તે સારી બાબત છે, પણ ભૌતિક સુખ સંપતિ અને લૌકિક સમૃધ્ધિથી જ જીવનમાં આનંદ મળતો નથી. જગતમાં જે જે અતિશય ધનવાન છે, પદ-પ્રતિષ્ઠાથી નવાજીત છે તે બધાના અંતરમાં જે ટાઢક હોવી જોઇએ તે નથી હોતી, પણ એકવાર ભીતરના આનંદનો ખજાનો હાથ લાગી જાય પછી બાહ્ય કોઇ આકર્ષણો તમને લલચાવી નહીં શકે. જ્યારે આવા બાહ્ય પદાર્થોમાંથી લાલચ બહાર નીકળી જાય છે ત્યારે તમારા ઘરમાં એક અદ્રશ્ય શક્તિ પ્રવેશ કરે છે. આ પ્રવેશ પરમાત્માનો હોય છે. આવી વ્યક્તિ સમાજ માટે, ગામ માટે, રાજ્ય માટે કે દેશ માટે કંઇક કરી છૂટવાની દિશા તરફ ખુમારીપૂર્વક કૂચ આદરે છે.

શ્રી ઉમાશંકર જોષીની ઉક્તિ - 'હું માનવી માનવ થાઉં તો ઘણું છે' વિશ્વશાંતિના સંદર્ભે વિચારપ્રેરક, પ્રોત્સાહક અને દિશાસૂચક છે. આપણે એકબીજા પ્રત્યેનાં રાષ્ટ્રદ્વેષ, વેરઝેર, લોભ-લાલચ છોડી સહૃદયતાથી દોસ્તીથી વર્તન કરીએ તો એક નાના વર્તુળથી શરૂ થઇ સ્નેહનો સાગર લહેરાઇ ઉઠે છે. લોહી તરસી રાજસત્તાઓ અને રાજકીય નેતાઓ જ્યાં સુધી આ મુજબનો આરંભ, વર્તણુંક નહીં કરે ત્યાં સુધી નવખંડ ધરતી શાંતિના શ્વાસ લઇ શકશે નહીં. ધર્મ તથા ધર્મગુરૂઓ દ્વારા પણ આજે પરલોકના દરવાજાની કૂંચી બતાવવામાં આવે છે તે કરતાં અહીં આગમાં શેકાતા માણસોના હૃદયના કલેવર પરિવર્તન, અંર્તદ્રષ્ટિ અને સદાચાર દ્વારા જ શાંતિ શક્ય છે તે બાબત પર ભાર મૂકવો જોઇએ એટલું જ નહીં, પણ જે તે ધર્મ સંસ્થાનોના અંગત હિતો માટે શ્રધ્ધાળુ (!) ભક્તોને ગમતાં

મીઠા વચનો સંભળાવ્યા કરતાં બહુજન સમાજના, જગતના હિત માટેના સચોટ અસરકારક ઉપદેશ અને તટસ્થપણે માર્ગદર્શન આપતાં બોધ વચનની આજે 'વિશ્વમાંગલ્ય' માટે તાતી જરૂર છે.

શ્રી સ્વામિનારાયણ ભગવાને જે કાંઇ ઉપદેશ, આજ્ઞા અને કથા-વાર્તા કરી તે દ્વારા તેમણે માણસને સદાચાર, સત્ય, અહિંસા, સ્વસ્થતા, શીલ, સંયમ તરફ દોરી તંદુરસ્ત સમાજનું નિર્માણ કર્યું. તેમણે લખેલ શિક્ષાપત્રીમાં (બહુજન હિતાવહ, સર્વા કાલીય અને સર્વે દેશીય)છે. માત્ર સત્સંગીઓને માટે જ નથી લખી. જીવનની આચારસંહિતા દર્શાવતી શિક્ષાપત્રી રોજબરોજના અનેક વ્યવહાર અને જીવનલક્ષી પક્ષોનું સમાધાન કરે છે. સ્વામિનારાયણ ભગવાનના સ્વમુખની સંકલિત વાણીનો ગ્રંથ એટલે 'વચનામૃત'. આ બંને દ્વારા કુટુંબના, દેશના કે રાષ્ટ્રના હિત માટે સંનિષ્ઠ, શુદ્ર, શૂરવીર એવું જુથ તૈયાર થઇ શકે છે અને આજે બીજાના કલ્યાણ માટે આવા જનસમાજની જ જરૂર છે.

૨૦૦૦ વર્ષ પૂર્વે સોક્રેટીસ માણસ શોધવા નીકળેલો, બપોરના બાર વાગે સૂર્ય તપતો હતો. હાથમાં સળગાવેલું ફાનસ લઇને નીકળેલો !! સામે મળે તે બધાને પૂછે ભાઇ તું કોણ છે ? 'હું ઇજનેર છું', તું કોણ છે ? 'હું ડોક્ટ છું'. પછી કોઇએ સોક્રેટીસને કહ્યું : 'તું ભરબપોરે આ ફાનસ લઇને શું શોધવા નીકળ્યો છે?' સોક્રેટીસે કહ્યું : માણસ શોધવા નીકળ્યો છું. 'મને ડોક્ટર, ઇજનેર, પેઇન્ટર, વકીલ બધા મળ્યા પણ માણસ મળ્યો નહીં !'

વર્તમાનકાળે માનવનો દુકાળ ભયંકર છે. સારો માણસ આજે મળતો નથી. વસતી છતાં ચોપાસ વેરાન દેખાય છે. સમાજના કેવળ આત્યંતિક ઉત્થાન અને શાશ્વત ઉત્કર્ષ માટે અવતરેલા એ અવતારી પુરૂષોત્તમ નારાયણે માનવ ઉત્કર્ષ ચિરંતન વાતો, વચનામૃતમાં પ્રશ્નોતરીના સ્વરૂપે સચોટ અને વેધક રીતે રજૂ કરી છે.

ગ.અં.૩૮માં મહારાજે બધી જ માનવીય સમસ્યા અને દુઃખનું કારણ સ્વભાવમાં બતાવે છે. '(૧) દ્રવ્યાદિકનો લોભ (૨) સ્ત્રીને વિષે બેઠ્યા ઉઠવાની વાસના (૩) દેહાભિમાન (૪) રસને વિષે જિહવાની આસક્તિ (૫) સંબંધીમાં હેત (૬) કુસંગીમાં હેત. આ છ વાનાં જેને હોય તે જીવતાં ને મર્યે કોઇ દિવસ સુખી થાય નહીં. આપણા જીવનમાં દુઃખ આવે છે એ આ છની બહાર તો હશે જ નહીં.

વચનામૃતમાં આ અંતરાળ ભાગની સમસ્યાઓના નિકાલ માટેની સામગ્રી છે. તેથી વચનામૃત આજના સંદર્ભમાં ઉપયોગી છે. ભવિષ્યકાળમાં પણ ઉપયોગી થશે, કારણકે એ દેશકાળથી પરિચ્છિન્ન નથી.

એક માણસ બીજા માણસ સમક્ષ આજે ખુલ્લા મનથી, નિર્દોષતાથી ઉઘડી શકતો નથી. માણસજાતના સર્વાંગી વિનાશનું આ રોગીષ્ઠ ચિહ્ન છે. એક વ્યક્તિ તરીકે હજુ આપણે અધૂરા, સ્વાર્થી અને મતલબપરસ્ત છીએ. એ યાદ રાખવું કે સમાજ પણ આખરે તો આપણાથી જ રચાય છે. સામાન્ય સ્તરના લોકો પોતાના શરીર અને કુટુંબ સુધી જ સીમિત રહે છે, પરંતુ જેઓ લોકહિતકારક ડગલાં આગળ વધે છે. તેઓ દેશ, ધર્મ, સમાજ, સંસ્કૃતિ માટે કંઇક કરવા માટે તત્પર બને છે અને આવા વિરલ માણસોની મહેનત અને મુરાદથી સમાજ સમર્થ બને છે. શાંતિની સરિતાના સલીલનો સર્વને આસ્વાદ મળે છે અને માનવ, માનવ વચ્ચેના સંબંધો સુંવાળા થઇ યશસ્વી બને છે.

માણસને ખબર જ નથી કે સુખ આપણી સામેના માણસના પ્રસન્ન ચહેરામાં છે. એ પ્રસન્નતા જો આપણા થકી સામેના માણસના ચહેરા પર આવી હોય તો આપણા જીવનની એવી પળો સાચા અર્થમાં ભગવાનની પળો છે. આટલો સમય આપણે ભગવાનની લગોલગ હોઇએ છીએ. જે બીજા સુખ-શાંતિ-સ્નેહ અને પ્રસન્નતા આપી શકે એ માણસ સાચા અર્થે શ્રીમંત અને સુખી છે અને એ જ માણસ જગતના સુખમાં પોતાનું યોગદાન આપી શકે છે.

મીડવેસ્ટ, સ્વામિનારાયણ મંદિર, ઇટાસ્કા/શિકાગોના મંગળ, પાવન દશમ્ પાટોત્સવ પર્વે આપણે સૌ પરમાત્માની પ્રસન્નતા મેળવવા પોતાના જ સુખના પિંજરામાંથી બહાર નીકળી પરમાર્થનો સંકલ્પ કરીએ અને આમ સ્વાર્થનું પિંજરું છૂટતાં જ પરમાત્માનું અસીમ આકાશ આપણને સાંપડશે.

માત્ર આદર્શની કલ્પના કરવાથી કશું મેળવી શકાતું નથી. એ માટે અડગ મનથી જ જનહિતની નાની-મોટી જવાબદારી ઉઠાવી લેવાનો પ્રામાણિક પણે નિર્ણય કરીએ. ફળની આશા રાખ્યા વગર નિષ્ઠાપૂર્વક પરમાર્થ જ રાખવાનો હોય છે. આપણી આસપાસ જીવતાં લોકોનાં જીવનવિકાસ કેમ થાય એ માટે સતત પ્રયત્નશીલ રહીશું તો ભગવાન જ આ રાહ બતાવતા રહેશે. કારણ કે ભગવાન આવા માણસોની ખોજ કરવા રોજ નીકળે છે. પરમાત્મા એક પરમાર્થી તરીકે જો મારો-તમારો ભેટો થશે તો એ ખુબ રાજી રાજી થઇ જશે અને પરમાત્માનો રાજીપો એટલે જ સાર્થક જીવન!

# મનુષ્ય જન્મની સાર્થકતા

ઘનશ્યામભાઈ પટેલ (મોટા ભગત)

મૃત્યુ લોકને વિષે આપણને મોઘો મનુષ્ય અવતાર મળ્યો અને તેમાં આપણને પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની ઓળખાણ થઈ તો આ જન્મને છેલ્લો કરી ભગવાનના સ્વરુપમાં વૃત્તિ રાખી, ભગવાનની સેવા કરી રાજીપો મેળવી આત્યાંતિક કલ્યાણ મેળવી લેવા યત્નશીલ થઈએ.

જીવ, માયા અને પરમેશ્વરએ અનાદિ તત્વ છે.સુક્ષ્મ અને કારણ શરીર તે જીવની માયા છે. તેવી રીતે વિરાટ, સુત્રાત્મા અને અવ્યાકૃત એ ત્રણ ઈશ્વરની માયા છે. જીવની કારણ રુપ જે માયા તે વજસાર જેવી છે. જયારે જીવને સંતનો સમાગમ મળે ત્યારે સંતને વચને કરીને પરમેશ્વરનું સ્વરુપ ઓળખવામાં આવે અને તે પરમેશ્વરનું ધ્યાન કરે અને પરમેશ્વરના વચન હ્યદયસાત કરે તેને કરીને કારણ શરીર છે તે,જેમ આંબલીનું બીજ અગ્નીમાં શેકે ત્યારે દાઝીને છાલ ખોખા જેવી થઈ જાય છે તેમ બળીને ખાખ જેવું થઈ જાય છે.



આ શરીરને વિષે જીવ રહ્યો છે અને ઈન્દ્રિયો તેમ જ અંતઃકરણ તે જીવને વળગી રહ્યાં છે.

આ ઈન્દ્રિયો અને અંતઃકરણ બહારે પંચવિષયને પણ વળગી રહ્યા છે. તે અજ્ઞાને કરીને જીવ ઈન્દ્રિયો અને અંતઃકરણને પોતાનું રુપ માને છે. વસ્તુગતે જીવ, ઈન્દ્રિયો અને અંતઃકરણ થકી નોખો છે. પણ એ તો વિષયના અભ્યાસે કરીને અંતઃકરણ વિષે પંચવિષયની એકતા જણાય છે. પંચવિષયનો સંબંધ જે તે પ્રથમ ઈન્દ્રિયોને બહારે થાય છે. અને તે અંતઃ કરણમાંથી પણ નથી. જે જે વિષય અંતઃકરણમાંથી સ્ફૂરતા હશે તે સર્વ પૂર્વ જન્મને વિષે બહારથી જ ઈન્દ્રિયો દ્વારે કરીને આવ્યા હશે. માટે બહારેથી પંચવિષયનો ત્યાગ રાખે અને તે આત્મ વિચારે કરીને રાખે. ભગવાનનું સુખ જોઈએ તેવું જીવાત્માને આવતું નથી, કારણ કે ઘડિક પોતાને આત્મરૂપ માને અને ઘડિક દેહરૂપ માની ને સ્ત્રીનું અને પંચવિષયનું અનુસંધાન રાખે છે. તે આત્મ વિચાર એમ કરવો જે, હું આત્મા છું અને મારે વિશે ઈન્દ્રિયો અંતઃકરણનો સંબંધ નથી, અને આત્માને વિશે મહાત્મજ્ઞાને સહિત ભગવાનની મૂર્તિ ધારી આત્મસુખ વતે પૂર્ણ રહેવું. જેમ કુવો જળે કરીને પૂર્ણ ભરાયો હોય ત્યારે બહારેથી પોતામાં આવતી સેરોને પોતાના પાણીથી ઠેલી રાખે તેમ બાહ્ય વિષયોને અંતઃકરણમાં પ્રવેશ થવા દે નહીં તો અંતઃકરણ જીતાય છે. હું આત્મા તે મારા જેવા ગુણ દેહને વિષે એકેય આવતો નથી અને જડ, દુઃખ અને મિથ્યારૂપ જે દેહ તેના ગુણ તે હું આત્મા તે મારે વિષે એકેય આવતો નથી.

શ્રીજી મહારાજ ગ.પ્ર.ના વીસમા વચનામૃતમાં કહે છે કે, " આ દેહમાં રહેનારો જે જીવ છે તે રૂપને જુવે છે અનેકરૂપને જુવે છે તથા બાળ,યૌવન અને વૃધ્ધપણાને જુવે છે, એવા અનંત પદાર્થને જુવે છે પણ જોનારો પોતે પોતાને જોતો નથી અને કેવળ બાહ્યદ્રષ્ટિએ કરી પદાર્થને જોયા કે છે પણ પોતે પોતાને નથી જોતો, તે જ અજ્ઞાનીમાં અતિશે અજ્ઞાની છે. અને જેમ નેત્રે કરીને અનંત પ્રકારના રૂપના સ્વાદને લે છે તેમ જ શ્રોત્ર, ત્વક, રસના, ઘ્રાણ ઈત્યાદિક સર્વે ઈન્દ્રિયોએ કરીને વિષય સુખને ભોગવે છે ને જાણે છે પણ પોતે પોતાના સુખને ભોગવતો નથી ને પોતે પોતાના રૂપને જાણતો નથી એ જ સર્વ અજ્ઞાનીમાં અતિશય અજ્ઞાની છે અને એ જ ઘેલામાં અતિશય ઘેલો છે અને એ જ મૂર્ખામાં અતિશય મૂર્ખ છે અને એ જ સર્વે નીચમાં અતિશય નીચ છે."

શિક્ષાપત્રિના ૧૧૬મા શ્લોકમાં મહારાજે આજ્ઞા કરી

કે સ્થૂળ,સૂક્ષ્મ અને કારણ એ જે ત્રણ દેહ તે થકી વિલક્ષણ એવો જે જીવાત્મા તેને બ્રહ્મરૂપની ભાવના કરીને પછી બ્રહ્મરૂપે કરીને શ્રી કૃષ્ણ ભગવાનની ભક્તિ જેતે સર્વ કાળને વિષે કરવી. ભગવાન પૂર્ણ પુરૂષોત્તમ સ્વામિનારાયણ સ્વરૂપમાં જેમ પતિવ્રતા નારી, ચકોર, પતંગીયો, માછલી અને મોર પોતે પોતાના પ્રિયતમના વિષયમાં સંલગ્ન હોય છે તેવી રીતે મહાત્મ્યજ્ઞાને સહિત તે સ્વરૂપનું ધ્યાન કરવું અને જન્મ-મરણ ધરાવનાર કારણ શરીરને ભગવાનના સ્વરૂપ રૂપી તાપમાં તપાવી બાળી દેવું. જેમ ભમરી ઈયળને પકડીને ગુંજારવ કરી ઈયળની ભમરી કરે છે તેમ આ જીવને બ્રહ્મની ભાવના કરીને ભગવાનના સાકાર સ્વરૂપના ધ્યાને કરી આ જન્મને છેલ્લો કરી લેવો. આપણ સહુ ભગવાનના ચરણ-કમળમાં આ દશમ પાટોત્સવમાં પ્રાર્થના કરીએ કે, હે મહારાજ ! હે દિનબંધુ ! અમને બ્રહ્મરૂપ કરીને તમારા પરબ્રહ્મ પુરૂષોત્તમ સ્વરૂપમાં અખંડ વૃત્તિ રાખવાની શક્તિ આપજો જેથી આ જન્મે જ અમારી સઘળી કસર ટાળી અમે અખંડ તમારી સેવામાં રહીએ.

જય સ્વામિનારાયણ

## શ્રીહરિના જીવનની મહત્વપૂર્ણ તવારીખ

| સંવત | (ઈ.સ.) | વિગત |
|---|---|---|
| ૧૮૩૭ | ચૈત્રસુદ-૯ (તા.૨/૪/૧૭૮૧) | પ્રાગટ્ય |
| ૧૮૩૮ | અષાઢ વદ-૭ (૧૭૮૨) | નામકરણ સંસ્કાર |
| ૧૮૩૮ | શ્રાવણ સુદ-૧૧ (૧૭૮૨) | ભૂમિઉપનેશ સંસ્કાર |
| ૧૮૩૮ | આસો સુદ-૨ (૧૭૮૨) | અન્નપ્રાશન સંસ્કાર |
| ૧૮૩૯ | જેઠ વદ-૫ (૧૭૮૩) | ચૌલ સંસ્કાર(વાળ ઉતારવા) |
| ૧૮૪૫ | મહા સુદ-૧૦ (૧૭૮૮) | યજ્ઞોપવિત સંસ્કાર |
| ૧૮૪૯ | અષાઢ સુદ-૧૦ (૨૯/૬/૧૭૯૨) | ગુહત્યાગ |
| ૧૮૫૬ | શ્રાવણ વદ-૬ (૨૧/૮/૧૭૯૯) | લોજ ગામે આગમન |
| ૧૮૫૭ | કારતક સુદ-૧૧ (૨૮/૧૦/૧૮૦૦) | દીક્ષા ગ્રહણ-પીપલાણા |
| ૧૮૫૮ | કારતક સુદ-૧૧ (૧૬/૧૧/૧૮૦૧) | ધર્મધુરા સ્વીકા-જેતલપુર |
| ૧૮૬૧ | મહા સુદ-૧૧ (૧૮૦૫) | ગઢડા પ્રથમ આગમન |
| ૧૮૬૫ | પોષ સુદ-૭ (૧૮૦૯) | જેતલપુર યજ્ઞ |
| ૧૮૭૬ | માગસર સુદ-૪ | વચનામૃતનો આરંભ |
| ૧૮૭૬ | પોષ સુદ- ૧૫ | ડભાણ યજ્ઞ |
| ૧૮૮૨ | કારતક સુદ-૧૧(૨૧/૧૧/૧૮૨૬) | આચાર્ય સ્થાપન |
| ૧૮૮૨ | મહા સુદ-૫ (૧૮૨૭) | શિક્ષાપત્રી જયંતિ |
| ૧૮૮૬ | (૨૬/૨/૧૮૩૦) | ગવર્નર માલ્કમ સાથે મેળાપ |
| ૧૮૮૬ | જેઠ સુદ-૧૦ (૧/૬/૧૮૩૦) | અક્ષરધામગમન |

With Best Wishes
and
Congratulations to
Shri Swaminarayan Temple
on 10th Patotsav



**Bharatbhai**
**& Hemaben**
**Dharti & Akash**

Congratulation
On the Occasion Of
10th Patotsav Mahotsav



from
Kantibhai B. Patel
Kamlaben K. Patel
Pravin K. Patel
Daxika P. Patel
Dipali & Pritesh

With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple

# on 10th Patotsav



## Ghanshyambhai & Jashiben Patel
(Mokhasan)

## Dhiren & Rita & Prina, Tara, Akshar
## Dipak & Dharmista
## Kal & Dhruv

228 East 4th St., Milan IL 61264

# Congratulations

to

Shri Swaminarayan Temple on 10th Patotsav

## Haribhai M. Kher

(PARCHAM)

Savitaben H. Kher

Nirav, Kiran

DEV TEJAS PREMA



HARI & SAVITA KHER PROUDLY ANNOUNCE
THE BIRTH OF THEIR GRANDSON AND
SON OF JATEEN & KIRAN PREMA
BORN ON APRIL 23, 2008 at 6:17 AM
WEIGHING 7 POUNDS, 11 OUNCES and MEASURING 21 INCHES

## With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple on 10th Patotsav



**Natvarlal & Kamlaben Patel**
**Pankaj & Meena**
**Utsav Patel**

## With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple on 10th Patotsav

### પૂનમનો મહિમા

પૂર્ણિમા એટલે સોળે કળાએ સંપૂર્ણ પ્રકાશિત પૂર્ણ ચંદ્રનું શીતલ દર્શન જ્યાં જ્યાં
ભક્તોની પ્રગતિના ઉચ્ચત્તમશિખર તરફ અંગુલી નિર્દેશ કરવાનો હોય
ત્યાં હરહંમેશ હરિવરે પૂર્ણિમાના ચંદ્ર તરફ આંગળી ચીંધી છે.
સૂર્યના અંગારા જેવા આકરા તાપના પ્રકાશ સમા દુર્વાસા જેવી તેજસ્વીતા પામવા પ્રભુએ ક્યારેય
પ્રેરણા આપી નથી પણ પૂર્ણિમાની શીતળ તેજસ્વીતા પામેલા સંતોની પગદંડી પ્રભુએ પહેલી પસંદ કરી છે.
પ.પૂ.મોટા મહારાજશ્રી પણ વખતો વખત પોતાના પ્રવચનમાં પૂનમનો
મહિમા વર્ણવે છે.આમશ્રીજી મહારાજથી લઈ મોટા મહારાજશ્રી સુધી
જેનો મહિમા ગવાયો હોય તે પૂનમના દર્શનનો અતિ મહિમા જાણી અચુક દર્શનનો લાભ લેવો જોઈએ.

**Bhanubhai & Ilaben Patel Family**

# With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple on 10th Patotsav



## From

Vijay H. Patadia
Hitesh V. Patadia
Dipul V. Patadia

Ranjan V. Patadia
Bindiya H. Patadia
Mona D. Patadia

Ravina H. Patadia
Roshan H. Patadia

With Best Wishes and Congratulations to
Shri Swaminarayan Temple on 10th Patotsav



Vasant & Devika Trivedi
Amit & Amber Trivedi
&
Rajen

જય સ્વામિનારાયણ

With Best Wishes and Congratulations to
Shri Swaminarayan Temple
on 10th Patotsav



ગોવિંદભાઇ રામદાસ પટેલ પરિવાર
મણીબેન, હરીશ, સ્મિતા, શૌન

# સદ્‌ગુરૂ આનંદાનંદ સ્વામી

લેખકઃ પૂ.પી.પી.સ્વામી (જેતલપુર)



"અરે ! હમ સોમનાથ ઔર દ્વારકા સે આયે હૈ દ્વારકાજી કી યાત્રા કરકે આતે હૈ. ક્યા કહું વહાં નારાયણ સ્વામી નામકે જીવનમુક્ત કા બહુત પ્રભાવ ફૈલા હૈ. સચ કહું તો વહ ભવગાનકા અવતાર હોંગા."

બસ આટલું સાધુ શ્રીરામજીના મંદિરમાં કહે છે. ત્યાં તો ભગવાનની મૂર્તિઓ હસવા લાગી અને નિજ મંદિરમાં પ્રકાશ ફેલાઈ ગયો.

" અબ એસે પાખંડ તો કલયુગ મેં બહુત સે ફૈલેગા. ક્યા કલિ મેં ભગવાન કા અવતાર હોના કહીં લિખા હૈ ? એસે પાખંડો મેં લોગ બેકાર ફસતે હૈ, ન તો વહ ભગવાન હૈ ઔર ન ઉસમેં ચમત્કાર હૈ."

બસ આટલું કહેતા મંદિરમાં જેમનું તેમ પૂર્વવ્રત્ થઇ ગયું. બીજા એક વૈરાગી સાધુએ શ્રીહરિના ભગવાનપણાનું ખંડન કરતા પ્રકાશ અને હાસ્ય અદ્રશ્ય થયા. કારણકે ભગવાનની જ્યાં નિંદા થતી હોય ત્યાં આગળ ભગવાન રહી શકતા નથી. શુધ્ધ સાત્વિક વાતાવરણમાં ભગવાન રહે છે.

" અરે ! હમ અપની આંખો સે પ્રત્યક્ષ દેખતે આયે હૈ કિ હજારો મનુષ્ય કો કિસી ભી સાધન બિના સમાધિયાં કરાતે હૈ, ઔર પરમાત્મા કે વોહ લીલાધામો કા દર્શન કરાતે હૈ. ઔર એસે બહુતસે ઐશ્વર્ય હમને અપને અનુભવ કે બાદ નિશ્ચય કિયે હૈ. વે સાક્ષાત પરમાત્મા હી હૈ. મનુષ્ય તો ક્યા પશુ પક્ષી ભી ઉનકે પીછે પીછે ફિરતે હૈ. તુમ ચાહે ન માનો મગર હમારી અનુભુત બાત કો હમ નહીં ટાલ સકતે."

આટલી વાત ફરીથી તે મહાત્માએ સત્ય હતી તે મજબૂત રીતે રજૂ કરી એટલે શ્રીરામગુલાલજીની જગ્યામાં ભગવાનની મૂર્તિઓમાં ફરીથી હાસ્ય પ્રગટ્યું અને પ્રકાશમય વાતાવરણ સર્જાયું.

બસ પછી શું કહેવું ? સમજુને ઈશારો ઘણો થઇ પડે. ભરતપુરના મહારાજા અમરસિંહજીને નિઃસંતાન હોવાથી જગતમાં વૈરાગ્ય થયો. યુવાન અવસ્થાએ રાજપાટ, સુખ, સંપત્તિ અને સાહ્યબી નો ત્યાગ કરી પોતાના નાના ભાઇ રણજીતસિંહને ભરતપુરની ગાદી ઉપર અભિષિત કરી પોતાનું શેષ જીવન વૈરાગ્યવૃત્તિથી ભગવદ્ ભજનપારાયણમાં રહેવા માટે અયોધ્યાવાસ કર્યો. અયોધ્યામાં એક પોતાનું સાદું રહેઠાણ બનાવી ગૃહસ્થ જીવનમાં રહીને નિત્ય શ્રી સરયૂમાં સ્નાન કરી ભગવાન શ્રીરામજીના જન્મસ્થાનમાં દર્શન કરતા. શ્રી હનુમાન ગઢી, કનકભુવન, શ્રીરામગુલેલાજીની જગ્યા, શ્રીમણિરામજીની છાવની વગેરે સ્થાનકોમાં દર્શને જતા અને ભગવત્ કથા વાર્તા થતી ત્યાં પણ જઇને ખૂબજ શાંતિથી સાંભળતા. તે કથાનું મનન કરી નિજધ્યાનસ્થા કરતા જેથી ભગવાનના લીલા ચરિત્રો સાંભળવામાં ઘણી વખતે એવા તલ્લીન થઇ જતાં જેથી બીજાઓ એ દ્રશ્યો જોઇ આશ્ચર્ય ચકિત થઇ જતાં કે પૂર્વે ભરતજી જેવા મહાન રાજાઓ રાજ્યપાટનો ત્યાગ કરી વનવાસ સેવતા અને શાંતિથી જીવન વિતાવતા તે કોટિના જ આ કોઇ મહાન રાજવી હશે ? એમ અજાણ્યા લોકો અનુમાન કરતા.

એક દિવસ આખા અયોધ્યા નગરમાં એક પ્રશ્ન ચર્ચાનો વિષય બન્યો કે શ્રીરામગુલેલાજીના મઠના ગાદીપતિ મહંત અવસાન થવાથી તેની જગ્યાએ કોને નિમવા ?

અયોધ્યાના શ્રીમંત નગરજનો, બુધ્ધિજીવીઓ, કેટલાક મઠાધિશો અને ખુદ અયોધ્યા નરેશ પણ વિચારમાં પડી ગયા. અયોધ્યાનરેશની સાંનિધ્યમાં આ પ્રશ્ન ચર્ચાય છે. ત્યાં એક સાધારણ માણસે આવીને બે હાથ જોડીને વિનંતી કરી કે હમણાં કેટલાક સમયથી આ શક્તિનગરીમાં વાસ કરી રહેલા ભરતપુરના વિરક્ત મહારાજને સમજાવીને જો તે મઠ સોંપવામાં આવે તો તે પુરૂષ તે સ્થાન માટે યોગ્ય છે. તેમ મારું માનવું છે. સભામાં સૌએ કહેનાર પુરૂષની વાતને તરત સ્વીકારી અને અયોધ્યાનરેશ સહિત કેટલાક નગરજનો એ મઠાધિશો શ્રીસરયુ કિનારે નાનો આવાસ બનાવી ભગવદ્ ભજન કરતા આ મહાપુરૂષ પાસે આવ્યા અને ઉપરોક્ત મઠની જવાબદારીઓ સંભળાવવા માટે નમ્રતા પૂર્વક આગ્રહભરી વિનંતી કરી.

મારે આ શક્તિ નગરીમાં રહીને શેષ જીવન ગાળવું છે અને જીવનમાં એક જ અભિલાષા છે કે પરમાત્માનો સાક્ષાત્ યોગ થાય એટલે મારા જીવનને ધન્ય માનું. બાકી મારે એવી જવાબદારીઓ સંભાળવાની ઈચ્છા નથી. આમ સ્પષ્ટ વાત કરવા છતાં શ્રીઅયોધ્યાનરેશે કહ્યું : - એ મઠની જવાબદારી સંભાળશો એમાં તમારો સંકલ્પ જરૂર સિધ્ધ થશે અને અમારી આ માંગણીને નકારશો નહીં. અને મઠની જવાબદારીઓ અમો તમોને સોંપીએ છીએ એમ આગ્રહ કરી તે શ્રીરામગુલેલાજીની ગાદી પર તેમને અભિષિત કર્યા અને તે દિવસથી તેમનું નામ રામગુલેલદાસ પડ્યું. મઠનો અધિકાર સંભાળ્યા પછી તેમણે પોતાની જવાબદારીઓ અદા કરવામાં કાંઇ બાકી ના રાખ્યું. તેઓ ભગવાનની સેવા જાતે જ કરતા. ભગવાનને માટે ફુલવાડીનાં બગીચામાં પણ જાતે જ સેવા કરતા અનેક સેવકો હોવા છતાં વહેલી સવારે પોતે સરયૂમાં સ્નાન કરી ભગવાનનું મંદિર વાળતા અને આવતા જતા સંતમહાત્માઓ યાત્રાળુઓની ખબર અંતર જાતેજ પૂછતા. જોકે પોતે છડી છત્ર ચામરવાડા હતા છતાં મઠની અંદર દરેકની સાથે હળીમળીને સેવા અને ભક્તિમય વાતાવરણ સર્જીને દરેકને માટે આનંદદાયક હતા. પોતાના મિતભાષી, મૃદુ સ્વભાવથી દરેકને આકર્ષિત કરતા. તેમના મઠાધિશ થયા પછી આવકનું પ્રમાણ અને સંસ્થાની સાહ્યબી ઘણીજ વધી હતી. જાતે સેવા કરતા કરતા એક દિવસ ભગવાન શ્રી રામજીનો શણગાર કરે છે. મંદિરના દ્વારને પડદા છે. બહાર ઘુમટમાં અન્ય વૈરાગીઓ બેઠા બેઠા ગુજરાત પ્રદેશમાં જીવન મુક્ત નારાયણ સ્વામીના અવતારની ચર્ચા કરે છે. જેમાં ઉપર જણાવ્યા મુજબ એક સાધુ જે


અમદાવાદ મંદિર

ગુજરાતમાં સોમનાથ અને દ્વારકાની યાત્રા કરીને આવેલ, જેણે ભગવાન સ્વામિનારાયણનાં ચરિત્રો ઐશ્વર્યો લોકો પાસેથી સાંભળેલા અને જાતેજ અનુભવેલા જે તેણે કેટલાક ઐશ્વરોયનું વર્ણન નિષ્કપટભાવે કર્યું તે સાંભળીને ભગવાન અવતારને અને ઉગતા સંપ્રદાયને અજ્ઞાનથી નહીં સહન કરનાર ક્ષુદ્ર આત્માઓ તેનું ખંડન કરવા લાગ્યા. પણ જાતેજ અનુભવેલ બાબતની રજુઆત વૈરાગી સાધુ મજબુત રીતે જાહેર કરવામાં જરાપણ ખચકાયો નહીં. તેના સાક્ષી તરીકે ભગવાનનું હાસ્ય અને પ્રકાશ હતા.

આટલો પ્રસંગ જાણ્યા પછી મઠાધિશ શ્રીરામગુલેલદાસજી એ મનોમન નિશ્ચય કર્યો કે એ જીવનમુક્ત નારાયણસ્વામીના આ દેહે કરીને જ દર્શન કરવાં અને જો તે સાક્ષાત્ પરમાત્મા હોય તો તેમના દર્શન કરીને મારા જીવનનું ધ્યેય સિધ્ધ થયું સમજી મારું જીવન આનંદમય વિતાવવું. થોડા દિવસ બાદ ગાદિપતિ રામગુલેલદાસજીએ સૌરાષ્ટ્રની સોમનાથ અને દ્વારકાની યાત્રા કરવાનું વિચારી પોતાના શિષ્ય સમુદાયને તે વાતની જાણ કરી તે જમાનામાં અયોધ્યા મઠના મહંતો સેંકડો હાથીઓ, અનેક ઘોડાઓ અને ડેરા, તંબુ છડી, છત્ર ચામર વગેરે સાથે મોટી સાધુઓની જમાત લઇને યાત્રા કરવા નીકળતા. તે જમાનામાં મોટા શાહુકાર લોકો અને કેટલાક મઠાધિશો અનેક જગ્યાએ સદાવ્રતો ચલાવતા. પુરુષોત્તમનારાયણ શ્રી સ્વામિનારાયણ ભગવાનના ગુરુ શ્રીરામાનંદ સ્વામીએ ગુજરાતની પ્રજાને ભાગવત્ ધર્મનો સંદેશો આપેલ છે. તેમની સાધુતાથી ઐશ્વર્યથી જે કંઇ સંપત્તિ મળતી તેનાથી ગુજરાત પ્રદેશના કેટલાક ગામો જેવા કે, ભૂજ, અમદાવાદ, જેતલપુર, માંગરોળ, લોજ વગેરે સ્થાનોમાં શ્રી રામાનંદ સ્વામીએ સદાવ્રતો બાંધેલા, જેમાં સમય અને સ્થિતિ પ્રમાણે અભ્યાગતોની અન્ન વગેરેથી સંભાવના થતી. સૌરાષ્ટ્રના માંગરોળ ગામે ભગવાન શ્રી સ્વામિનારાયણ મહાપ્રભુ વસતા હતા. અને પોતાના ગુરુ - રામાનંદ સ્વામીએ બાંધેલા સદાવ્રતને શ્રીહરિએ જાળવી રાખ્યું હતું. અયોધ્યાના મહંતશ્રીની યાત્રા સવારી એક દિવસ માંગરોળની ભાગોળે આવી અને ત્યાંજ પડાવ નાંખ્યો. લોકોને પૂછરછ કરતાં આ ગામમાં ક્યાંય કોઈ સીધા પાણી આપે એમ છે ? એમ પૂછ્યું ત્યારે લોકોએ કહ્યું હા, આ ગામમાં રામાનંદજીનું મોટું સદાવ્રત ચાલે છે ત્યાં તમે જાઓ. ત્યાં તમોને જોઇતું બધું જ મળી રહેશે. અયોધ્યાની જમાતના કેટલાક સાધુ ભગવાન સ્વામિનારાયણ મહાપ્રભુની દેખરેખ નીચે ચાલતા મંદિરમાં સદાવ્રત લેવા આવ્યા. નિયમ પ્રમાણે મૂર્તિઓ ગણીને સદાવ્રત આપનારા સંતોએ કાચાં સીધા આપવા માંડ્યા ત્યારે સદાવ્રત લેવા આવનારા વૈરાગી સાધુઓ કહે : " અરે નારાયણ સ્વામીજી હમ કો તો પક્કા સીધા ચાહિયે હમ યહ કચ્ચા સીધા નહીં લેંગે." એમ કહીને સીધાની ઝોળીઓ ઠાલવવા તૈયાર થયા ત્યારે શ્રી હરિએ કહ્યું - મહાપુરૂષો પાકાં સીધાં જોઇતા હોય તો તમારા ગુરૂને મોકલો. આ સાંભળીને વૈરાગી પાછા ગયા. ભાગોળે છાવણીમાં બેઠેલા પોતાના ગુરૂ ગાદિપતીને વાત કરી કે પાકા સીધા લેવા હોય તો તમારા ગુરૂને મોકલો "ઐસા ક્યા હૈ." ત્યારે ગાદીપતિ શ્રી રામગુલેલદાસજી તરતજ ઉભા થયા અને બોલ્યા "ચલો હમ પક્કા સીધા લેને જાયેંગે!".

બસ પછી શું કહેવું ? સવારનો પહોર નવએક વાગ્યાના સુમારે શ્રી હરિ સવારની સભામાં માંગરોળ ગામના શ્રી રામાનંદ સ્વામીના જૂના મઠમાં સભા કરીને નિયમ પ્રમાણે કથાવાર્તા કરે છે. એક બાજુ સંતો બેઠા છે. જેમાં મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી વગેરે મુખ્ય છે. અને એક બાજુ ગોરધનભાઇ વગેરે હરિભક્તો બેઠેલા છે. સભામાં જ્ઞાન ચર્ચા ચાલે છે. અંતર્યામી પ્રભુથી કોઇ અજાણ્યું નથી. પણ પોતાના જીવને પોતીકો બનાવવા માટે અને જીવને આનંદ આપવા માટે શ્રી હરિએ પાતા સીધા લેવા હોય તો તમારા ગુરૂને મોકલો એ વાક્ય કહેલું એટલે શ્રી રામગુલેલદાસજી ઉતાવળા ઉતાવળા પાકા સીધા લેવા માટે કેટલાક શિષ્યોને સાથે લઇને શ્રીહરિની સભામાં આવ્યા. સભામાં આવતા જ પ્રભુના સાક્ષાત્ દર્શન કરીને અનાદિ કાળથી નિત્ય શ્રીહરિની સેવામાં રહેનાર નિત્ય કોટિના જીવ ભગવાનની ઇચ્છાએ કરીને દુર્વાસાના શ્રાપને નિમિત્ત બનાવી મનુષ્ય શરીર ધારી થયેલા અને સમાજના વાતાવરણને લીધે કેટલાક સમયથી ભગવાનથી વિખૂટા

પડી ગયેલા આ આત્માને પરમાત્માનાં જ્યાં દર્શન થયા ત્યાં તો મનમાં, ઈન્દ્રિયોમાં, ગાત્રોમાં, બુધ્ધિમાં, ચિત્તમાં અને આત્મામાં આનંદ આનંદ વ્યાપી ગયો. 'શેષા આનંદસ્થ મીમાષા' આ આનંદનો વિષય પરમાત્મા છે. એમ માની જીવનના સમગ્ર આનંદનો અતિરેક અનુભવ્યો જે પ્રાપ્ત કર્યા પછી બીજી કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાની રહેતી નથી. તેવા પરમાત્માને પ્રાપ્ત કરીને આ મહાત્માએ તે જ વખતે પોતાના જીવનનો આ એક ધન્ય દિવસ છે, એમ માની પોતે સદાયને માટે શ્રીહરિના સ્વરૂપાનુભવથી મળતા આનંદને મેળવવા માટે નિશ્ચય કર્યો. તેમના શિષ્યોને તેજ વખતે જણાવ્યું, અહો, આજે મારે ધન્ય આનંદનો દિવસ છે. આજ મારા જીવનને પૂર્ણકામ માનું છું. હવે મારે એ અયોધ્યાની ગાદી ખપતી નથી. તમારે પણ જો ભગવાનના સ્વરૂપનો આનંદ અનુભવવો હોય તો તમે પણ આનંદ સ્વરૂપ એવા પરમાત્નો આશ્રય કરી અહીં જ રહો.

તેમના શિષ્યોએ કહ્યું : અરે ગુરૂ મહારાજ ! આ તમે શું બોલો છો ? તમારા કરતાં આ સામે ગાદી પર બેઠેલા ઉંમરે નાના છે. તમે છડી, છત્ર, ચમરધારી. આમ પગે પડી નમો છો તે બરાબર નથી. ચાલો, ચાલો આપણને સીધા જોઇતા નથી. આ નારાયણ સ્વામીએ જરૂર તમારા ઉપર કોઇ માયા ફેલાવી છે. નહીં તો ધીર ગંભીર તમે આવું કેમ બોલો ? કંઇ નથી મને જ સાક્ષાત અનુભવ થાય છે તે વસ્તુને હું વાણીથી વર્ણવું છું. બાકી તમારે જો મારી વાતમાં વિશ્વાસ ન હોય તો તમે બધા જ સવારી સાથે અયોધ્યા પાછા જાઓ મારે હવે કોઇ જગ્યાએ જવું નથી અને તમારામાંથી એકને મારી જગ્યાએ નીમીને તેની આજ્ઞામાં રહેશો તો સુખી થશો. જાઓ મારે હવે વિશેષ કાંઇ કહેવું નથી. આટલું કહીને પોતાના શિષ્યોને વળાવી સદાને માટે શ્રી હરિના સ્વરૂપનો આનંદ મેળવવા પ્રભુના ચરણનો સદાયને માટે આશ્રય કરીને રહ્યા. દિક્ષા આપીને આનંદાનંદસ્વામી નામ રાખ્યું. જેઓએ અમદાવાદ-જેતલપુર અને ભરૂચના મંદિરોનું નિર્માણ કર્યું. સ્વામીએ છેલ્લી જીંદગી જેતલપુરમાં પૂર્ણ કરી.



જેતલપુર મંદિર

With Best Wishes and Congratulations to Shri Swaminarayan Temple on 10th Patotsav

Ramanbhai & Shantaben Patel & Family
Ghanshyam & Raksha Patel
Hari & Shil Patel
Raina Patel
Narendra & Mina Patel
Ashish & Rinkal Patel
Shil & Dev Patel
Mukund & Jyosna Patel



Compliments and Best Wishes to
MIDWEST SWAMINARAYAN TEMPLE
from

# HARISHCHANDRA & DAKSHABEN RAO



Hemal Rao
Shital Rao
Jay Rao
Akshay Rao
Mitul Rao
Nishaben Rao
Raj Rao
Aditya Rao

Hari Tours, 630 935 4898
Serving your travel needs

તમારી મરજીનું અખબાર
દિવ્ય ભાસ્કર